# ઉપકાર

આ પુસ્તક પ્રગટ કરવામાં ઉમરેઠના "શ્રી શુદ્ધાદ્વૈતભૂષણ" શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોષીએ પ્રૂફો સુધારવામાં તેમજ મૂળ સંસ્કૃત ગ્રન્થોની ટીકા તૈયાર કરવામાં પોતાના કીંમતી વખતનો ભોગ આપ્યા બદલ પ્રકાશક તેમનો ઉપકાર માને છે.

॥ श्री कृष्णाय नमः ॥

# વૈષ્ણુવ પંચરત્ન



પ્રકાશકઃ-

શાહ ગોવર્ધનદાસ છગનલાલ

ત્રણપોળ - ઉમરેઠ

પ્રથમાવૃત્તિ

પ્રત ૫૦૦ સં. ૧૯૭૯

મૂલ્યઃ-ઉપયોગ કરનારને અમૂલ્ય

સદ્‌ગતના અમર આત્માને

સપ્રેમ

અર્પણ

॥ श्री विट्ठलनाथजी कोपद ॥

देख्यो अद्भुतरूप सर्वांगी
सूर सुता के साथ ॥
विवशभये देखकर सुंदर
कटिपर रहि गये दोउ हाथ ॥ १ ॥
तातें गौर चित्र श्यामल तन
उपमा कहेत न आवे गाथ ॥
द्वारकेश प्रभु यहविध देखे
मैं तौ करलियो जन्म सनाथ ॥ २ ॥

# પ્રસ્તાવના



સદ્‍ગત ભગવદ્ધર્મપરાયણ ઉમરેઠવાસી જ્ઞાતિ દશાખડાયતા શાહ છગનલાલ ઝવેરદાસ કે જેઓનો જન્મ સંવત ૧૯૦૨ની સાલમાં થયો હતો. તેઓ કાપડના સુપ્રસિદ્ધ વ્યાપારી હતા, અને જેમની ઉમરેઠમાં તથા ડાકોરમાં કાપડની દુકાન ચાલતી હતી, તેઓ પોતાની પાછળ મોટો પરિવાર મૂકી સંવત ૧૯૭૫ માં ભગવદ્‍ગતિને પ્રાપ્ત થયા છે. મહુંમને ત્યાં શ્રીગોવર્ધનનાથજી બિરાજતા હતા, મહુંમને ત્યાં આવ્યા ગયા વૈષ્ણવોનો સત્કાર સારો થતો હતો, તેઓ

સ્વધર્મનિષ્ઠ અને પરોપકાર પરાયણ રહેતા હતા, આ સદ્ધર્મનિષ્ઠ છગનલાલના સ્મારકમાં એક પુસ્તક પ્રકટ કરી વૈષ્ણવોમાં અમૂલ્ય વહેંચી વૈષ્ણવ સેવા કરવા તેમના સત્પુત્ર ગોવર્ધનદાસની ઇચ્છા થવાથી તેઓએ ગોસ્વામિ શ્રી હરિરાયજીકૃત "જન્મવૈકલ્ય નિરૂપણાષ્ટક" તથા "શ્રી કૃષ્ણશરણાષ્ટક" એ બે ગ્રંથો ગુજરાતી ભાષાંતર સાથે તથા "શ્રી ગોપીજનવલ્લભાષ્ટક" મૂળ એ મુજબ ત્રણ સ્તોત્રનો સંગ્રહ કરી છપાવવું શરૂ કર્યું, બાદ એક સમયે ભગવદ્ ઇચ્છાથી તેઓ મને મળ્યા અને પોતાની આ ઇચ્છા પ્રદર્શીત કરી જેથી વૈષ્ણવોને કર્તવ્યનો

બોધ થાય તેવો અપ્રસિદ્ધ સાર્વજનોપયોગી ગ્રંથ પ્રકટ થાય તો ઠીક, એવી મારી ઇચ્છા થવાથી તેઓને ત્રણ સ્તોત્રને બદલે પાંચ સ્તોત્રોનો સંગ્રહ કરી " વૈષ્ણવ પંચરત્ન " એવા નામથી ગ્રંથ પ્રકટ કરવા સંમતિ આપી અને " ગોપીજનવલ્લભાષ્ટક " તથા આજદીન સુધી પ્રસિધ્ધ નહિ થયેલું, પુષ્ટિ માર્ગમાં કેવળ રાગભોગજ છે પણ વૈરાગ્યનું નામ નથી એમ કહેનારાઓનું મુખમર્દન કરનારૂં અને લૌકીક વૈભવોને તુચ્છ બતાવી વૈરાગ્યાદિક કર્તવ્યનો બોધ કરનારૂં " ગર્વાપહારાષ્ટક " નામના સ્તોત્રનું ગુજરાતી

ભાષાંતર કરી આપ્યું અને મારા સન્મિત્ર શાસ્ત્રી માધવજી ખીમજીકૃત પદ્યાત્મક ભાષાંતર સહિત " શ્રીકૃષ્ણાશ્રય " પણ અર્પણ કર્યું એ પ્રકારે આ ગ્રંથરત્નનો સમુદ્ભવ થયેલો છે તેમાં:-

૧ " જન્મવૈફલ્યનિરૂપણાષ્ટક " માં પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રની સેવા નહિ કરનારનો, ભગવન્નામ, કથા, વાર્તા, સત્સંગ, સત્પુરૂષોનો સત્કાર, દુઃસંગનો પરિત્યાગ, લૌકીક વૈભવનો ત્યાગ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ વિગેરેથી રહિતનો જન્મ નિષ્ફળ છે એમ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે.

૨ "ગોપીજનવલ્લભાષ્ટક" માં આનંદકંદ, નંદનંદન શ્રીકૃષ્ણચન્દ્રના સ્વરૂપનું વર્ણન કે

જેનું હંમેશાં વૈષ્ણવોએ ધ્યાન, ચિંતન, ભાવના કરવાની જરૂર છે તથા તેમની લીલાઓનું વર્ણન પ્રતિપાદન કરેલું છે.

૩ " શ્રીકૃષ્ણશરણાષ્ટક " શરણ એટલે જે પુરૂષને કોઇપણ પ્રકારનું દુઃખ કે ભય ઉપસ્થિત થયેલ હોય તે પુરૂષ પોતાનું દુઃખ દૂર કરવા પોતાનાથી સમર્થ પુરૂષની રક્ષા હેઠળ એટલે શરણે જાય છે તેને શરણ કહે છે જેમકે રોગી મનુષ્ય પોતાનો રોગ દૂર કરવા વૈદ્ય કે ડાકટરની શરણે જાય છે. વેપારી દ્રવ્યની અપેક્ષાથી પૈસાદારની શરણે જાય છે તો તેઓ જેમ શરણે આવનારનું દુઃખ મટાડી તેને સુખી

કરે છે તેવીજ રીતે વિચાર કરીયે તો આ લોકમાં સર્વ દુઃખો કરતાં મોટામાં મોટું દુઃખ કે જે દુઃખ રાજાથી રંક સુધીને તથા બ્રહ્માદિક અને ઇંદ્રાદિકને પણ પ્રાપ્ત છે. કેમકે:-

जातस्य हि -ध्रुवो मृत्यु-र्ध्रुवं जन्म मृतस्य च

જન્મ લેનારનું નિશ્ચિત મરણ અને મરનારનું નિશ્ચિત જન્મ છે. ( ગીતા )

તો હવે આ જન્મ મરણનું દુઃખ કયા ઉપાયથી મટી શકે ? એ વિચાર કરતાં અવિદ્યાનો સંબંધ થવાથી એ દુઃખ થયું છે અવિદ્યા માયાએ કરેલી હોવાથી માયાને દૂર કરી

૧૦૫૯૬



શકનારને શરણે જવાથી અવિદ્યા પણ દૂર થઇ શકે છે માટેજ ગીતાજીમાં ભગવદ્ આજ્ઞા છે કે

**मामेव ये प्रपद्यन्ते माया मेतां तरन्ति ते ॥**

જે જીવો મારી શરણે આવે છે તેઓ મ્હારી માયાને તરે છે એ પ્રકારે જીવ માત્રે ભગવાનની શરણે જવાની જરૂર છે તેનું નિરૂપણ " શ્રી કૃષ્ણશરણાષ્ટક " માં કરેલું છે.

૪ " ગર્વાપહારાષ્ટક " આ ગ્રંથમાં જીવને કર્તવ્યનો બોધ આપવામાં આવેલો છે, કેમકે આ સંસારમાં મુખ્ય ચાર પ્રકારનું સુખ મનાય છે. ૧ શરીર સંપત્તિનું. ૨ દ્રવ્યાદિક પૂર્ણતાનું.

૩ સ્ત્રિ સુખ અને ૪ પુત્ર પૌત્રાદિકનું, આ ચારે પ્રકારનાં સુખ ઘણે ભાગે એક માણસને જોવામાં આવતાં નથી. છતાં એકાદ પ્રકારનું સુખ હોય તો પણ તેથી મનુષ્ય ગર્વ કરી પોતાના આત્માનો અધઃપાત કરે છે કદાચિત પૂર્વ જન્મના પુણ્યે એકજ મનુષ્યને ચારે પ્રકારનું સુખ પ્રાપ્ત થાય; જેમકે ચક્રવર્તી રાજા હોય તો તેને દ્રવ્યની પૂર્ણતાનું કહેવુંજ શું ? તેમજ શરીર સંપત્તિ પણ સારી હોય અને સ્ત્રી સુખ પણ પૂર્ણ હોય તથા પુત્ર પૌત્રાદિ વંશ વૃદ્ધિ હોય તો પણ મરણનું દુઃખ એવું ભારે છે કે તે સમયે ઉપરનાં તમામ સુખોનો

તત્કાલ ત્યાગ કરીને બલાત્કારથી પરવશ થઇ જીવને જવુંજ પડે છે માટે તેવા નાશવંત સુખથી કદાપિ ગર્વ નહિ કરતાં જીવ માત્ર ઉપર દયા રાખવી, ગમે તે જાતિનો હોય તો પણ તેને હમેશાં અન્નાદિકથી સંતોષ આપવો, બ્રાહ્મણાદિકનો સત્કાર કરવો, અને જેમ વૃક્ષને પત્થર મારે છે તો તેનો ફળથી, કુહાર ( કોવાડી ) પ્રહાર કરે છે તો તેનો કાષ્ઠથી, વૃક્ષ ઉપકાર કરે છે, તેમજ અન્યના ઉપદ્રવોને સહન કરી ઉપકાર કરવો. કેમકે લૌકીક વૈભવ કાયમ રહેનાર નથી, માટે ભગવત્સેવા પરાયણ થઇ

પ્રભુમાં ચિત્ત રાખવું એજ કર્તવ્ય છે. એમ આ ગ્રંથમાં સવિસ્તર બોધનું વર્ણન કરેલું છે. **આ ગ્રંથનું મનન કરવા સર્વે વૈષ્ણવોને ખાસ ભલામણ છે.**

૫ " કૃષ્ણાશ્રય " **कृष्णो वै परमं दैवतम्** ઇત્યાદિ શ્રુતિથી શ્રીકૃષ્ણજ પરબ્રહ્મ અને બ્રહ્મા, વિષ્ણુ, શિવજી વિગેરે તેમના ગુણાવતારો છે માટે **योयद्‌ंशःसतंभजेत्** એ શ્રુત્યનુસાર જીવ માત્રે ભગવદિચ્છાનુસાર સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તેનો શોક નહિ કરતાં, લૌકીક દુઃખો સહન કરી શ્રીકૃષ્ણનો અનન્ય દૃઢ આશ્રય કરી સેવા કરવી જોઇએ. ઇત્યાદિ આ ગ્રંથમાં નિરૂપણ.

કરેલું છે.

ઉપર પ્રમાણે " વૈષ્ણુવ પંચરત્ન " નો સંગ્રહ કરી મહુંમ છગનલાલ ઝવેરદાસના સ્મારક તરીકે પ્રસિધ્ધ કરવામાં આવ્યો છે. મહુંમનું ગુરૂગૃહ શ્રીવિઠ્ઠલેશરાયજીનું હોવાથી તે ગૃહના તિલકાયિત ( ટીકાયત ) કાકા શ્રી ૧૦૮ **શ્રી ગિરિધરજી** મહારાજનું ચિત્રજી આ ગ્રંથના આરંભમાં આપવામાં આવેલું છે જેના દર્શનનો લાભ લેઇ અમૂલ્ય મળતા આ ગ્રંથને ભગવદ્ રૂપ જાણી જેમ તેમ રખડતો નહિ મૂકતાં યોગ્ય સ્થાને પધરાવી વારંવાર મનન કરવા ભલામણ છે.

**સુચના:**—આ ગ્રંથનો લાભ લેનાર વૈષ્ણવો એ પોષ્ટેજ ખરચ મોકલી પ્રકાશક પાસેથી મંગાવી લેવા વિનંતી છે.

લે. ભગવદીય સજ્જન કૃપા ભિલાષી
ઉમરેઠ ગ્રામ નિવાસી
**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી**
" શ્રી શુદ્ધાદ્વૈત ભૂષણ "



1

## ॥ अथ जन्मवैफल्य निरूपणाष्टकम् ॥

नाश्रितो वल्लभाधीशो न च दृष्टासुबोधिनी ।
नाऽराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥१॥

જેણે, શ્રીવલ્લભાચાર્યજીનો આશ્રય ગ્રહણ કર્યો નથી, ( શ્રીમદ્ ભાગવત ઉપર વલ્લભાચાર્યે કરેલી ) સુબોધિની ટીકા જોઈ નથી, અને રાધિકાના સ્વામી શ્રી કૃષ્ણચંદ્રનું આરાધન કર્યું નથી તેનો જન્મ આ પૃથ્વીમાં વૃથા છે. ॥ ૧ ॥

न गृहीतं हरेर्नाम नात्माद्यखिलमर्पितम् ।

न कृष्णसेवा विहिता वृथा तज्जन्म भूतले ॥२॥

જેણે, શ્રીકૃષ્ણચંદ્રનું નામ સ્મરણ કર્યું નથી, તન, મન અને ધનાદિ સમગ્ર અર્પણ કર્યું નથી, તથા શ્રીકૃષ્ણ-ચંદ્રની સેવા કરી નથી તેનો જન્મ આ પૃથ્વીમાં વૃથા છે. ॥ ૨ ॥

न लीलाचिंतनं नैव दीनता विरहाद्धरेः

नवा कृष्णाश्रयः पूर्णो वृथा तज्जन्म भूतले ॥३॥

3 જેણે, શ્રીકૃષ્ણચંદ્રની લીલાનું ચિંતન કર્યું નથી, શ્રીકૃષ્ણચંદ્રના વિયોગથી દીનત્વ ધારણ કર્યું નથી અને સંપૂર્ણપણે શ્રીકૃષ્ણચંદ્રનો આશ્રય કીધો નથી તેનો જન્મ આ પૃથ્વીમાં વૃથા છે. ॥ ૩ ॥

न नीता वार्तया घस्त्राः साधवो नैव सेविताः
न गोविंदगुणा गीता वृथा तज्जन्म भूतले ॥४॥

જેણે, શ્રીકૃષ્ણચંદ્રની કથા-વાર્તાથી દિવસ નિર્ગમન કર્યા નથી, સજ્જન-સત્પુરૂષોનું સેવન-સમાગમ કર્યો નથી અને ગોવિંદ ભગવાનના ગુણોનું ગાન કર્યું નથી તેનો

જન્મ આ પૃથ્વિમાં વૃથા છે. ॥ ૪ ॥

न कृष्णरूपसौंदर्ये मनो नैव विरागिता ।

न दुःसंगपरित्यागो वृथा तज्जन्म भूतले ॥ ५ ॥

જેનું મન, શ્રીકૃષ્ણચંદ્રના રૂપના સૌંદર્યનિરીક્ષણમાં લાગ્યું નથી, જેને વૈરાગ્ય ઉપજ્યો નથી, અને જેણે, દુષ્ટ જનોના સમાગમને તજ્યો નથી તેનો જન્મ આ પૃથ્વિમાં વૃથા છે.॥૫॥

न भक्तिः पुष्टिमार्गीया न निःसाधनता हृदि ।

न विस्मृतिः प्रपंचस्य वृथा तज्जन्म भूतले ॥६॥

જેને પુષ્ટિમાર્ગ સંબંધી ભક્તિ ઉપજી નથી, નિઃસાધનપણું પ્રાપ્ત થયું નથી અને સંસારની વિસ્મૃતિ થઇ નથી તેનો જન્મ આ પૃથ્વિમાં વૃથા છે. ॥ ૬ ॥

**न धर्मपरता नैव धर्ममार्गे मनोगतिः ।**
**न भक्तिर्ज्ञानवैराग्ये वृथा तज्जन्म भूतले ॥७॥**

જે, ધર્મમાં તત્પર નથી, જેનું મન, ધર્મમાર્ગમાં ગતિ કરતું નથી અને જેને ભક્તિ, જ્ઞાન તથા વૈરાગ્ય એ ત્રણે નથી તેનો જન્મ આ પૃથ્વિમાં વૃથા છે. ॥ ૭ ॥

न निजस्वामिविरहपरितापो न भावना ।

न दैन्यं परमं यस्य वृथा तज्जन्म भूतले ॥८॥

જેને પોતાના સ્વામી (શ્રીકૃષ્ણચંદ્ર) ના વિયોગથી પરિતાપ થતો નથી, તેમાં ભાવના નથી અને ( શ્રીકૃષ્ણની કથામાં ) નમ્રપણું નથી તેનો જન્મ આ પૃથ્વિમાં વૃથા છે. ॥ ૮ ॥

॥ इति जन्मवैफल्यनिरूपणाष्टकं संपूर्णम् ॥

## ॥ अथ श्री गोपीजनवल्लभाष्टकम् ॥

नवांबुदानीकमनोहराय
प्रफुल्लराजीवविलोचनाय ।
वेणुस्वनामोदितगोपिकाय
नमोस्तु गोपीजनवल्लभाय । १ ।

અર્થ—નૂતન મેઘના સમૂહ સરખા મનને હરણ કરવાવાળા, વિકસિત કમળ સરખાં નેત્રવાળા, વેણુંનાદથી હર્ષિત કર્યાં છે ગોપીજન જેમણે એવા ગોપીસમૂહને પ્રીય શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૧ ॥

किरीटकेयूरविभूषिताय

ग्रैवेयमालामणिरंजिताय ।

स्फुरच्चलत्कांचनकुण्डलाय

नमोस्तु गोपीजनवल्लभाय । २ ।

અર્થ—મુકુટ અને બાજુબંધોથી અત્યંત શોભાયમાન, કંઠની માલાઓના મણીઓથી સુશોભિત, પ્રકાશિત ચલાયમાન સુવર્ણનાં કુંડળ જેમણે ધારણ કર્યાં છે, એવા ગોપીજનને પ્રિય શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૨ ॥

सुन्दरांगनावृन्दनिषेविताय

स्मितप्रभाचारुमुखांबुजाय ।

त्रैलोक्यसंमोहनसुन्दराय

नमोऽस्तु गोपीजनवल्लभाय । ३ ।

અર્થ—સુંદર સ્ત્રીસમૂહથી નિરંતર સેવિત એવા, હાસ્યની કાન્તિથી સુંદર મુખકમળવાળા, ત્રણલોકને મોહ પમાડવામાં સુંદર એવા, ગોપીજન પ્રિય શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૩ ॥

रत्नादिमूलालयसंगताय

कल्पद्रुमच्छायसमाश्रिताय ।
हेमस्फुरन्मण्डलमध्यगाय
नमोऽस्तुगोपीजनवल्लभाय । ४ ।

અર્થ—ગૈરકાદિ ધાતુઓથી વ્યાપ્ત, અર્થાત્ રત્ન, હીરા વિગેરે જેમાંથી ઉત્પન્ન થાય છે એવી ખાણોમાંની ગેરૂ વિગેરે ધાતુઓથી જેમણે અનેક પ્રકારના શ્રૃંગાર કરેલા છે એવા, કલ્પવૃક્ષની છાયામાં વિરાજીત, સુવર્ણ સરખા પ્રકાશિત મંડલના મધ્યમાં પ્રાપ્ત અર્થાત્ જેમના ચોતરફ સુવર્ણ સરખાં કિરણો પ્રકાશી રહેલાં છે એવા, ગોપસ્ત્રીઓને વહાલા શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૪ ॥

१ श्रीवत्सरोमावलिरंजिताय

वक्षस्थलेकौस्तुभभूषिताय ।

सरोजकिंजल्कनिभांशुकाय

नमोऽस्तुगोपीजनवल्लभाय । ५ ।

શ્રીવત્સના ચિન્હની આજુબાજુની રોમાવલિથી સુશોભિત, વક્ષસ્થલમાં કૌસ્તુભમણિથી શોભાયમાન, કમળના પરાગ સરખાં વસ્ત્રવાળા અર્થાત્ પીતાંબરધારી એવા ગોપાંગના પ્રિય શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૫ ॥

दिव्यांगुलीयांगुलीरंजिताय

मयूरपिच्छच्छविशोभिताय ।

वन्यस्रजालंकृतविग्रहाय

नमोऽस्तुगोपीजनवल्लभाय । ६ ।

દિવ્ય મુદ્રિકાઓ ( વીંટીઓ ) થી યુક્ત આંગળીઓ થી સુશોભિત, મોર પિચ્છની કાન્તિથી અત્યંત શોભાયમાન, વનમાલાથી વિભૂષિત અંગવાળા, વ્રજ ભકતોને વહાલા શ્રી કૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૬ ॥

नीन्द्रवृन्दैरभिसंश्रिताय ।

क्षरत्पयोगोकुलसंकुलाय ॥

धर्मार्थकामामृतसाधकाय ।

नमोऽस्तु गोपीजनवल्लभाय ॥ ७ ॥

મુનિવર્યોના સમૂહો એ ચારે તરફથી સમાશ્રિત, સ્રવતા દૂધવાળી ગાયોના સમૂહથી વ્યાપ્ત, ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે પ્રકારના પુરૂષાર્થોને સિદ્ધ કરવાવાળા

ગાયોને પાલન કરનારા ગોપ લોકોની સ્ત્રીઓને પ્રિય શ્રી કૃષ્ણચંદ્રને નમસ્કાર છે. ॥ ૭ ॥ ૧૪

घनस्तमःस्तोमदिवाकराय ।

भक्ताखिलचिन्तामणिसाधकाय ॥

अशेषदुःखामयभेषजाय ।

नमोऽस्तुगोपीजनवल्लभाय ॥ ८ ॥

પાપરૂપી અંધકારને નાશ કરવામાં ચન્દ્ર સૂર્ય

સરખા, ભક્ત જનને ચિંતામણી (મનમાં ચિંતન કરે તે આપનાર રત્ન) સમાન મનોરથ સિદ્ધ કરનારા, સમગ્ર દુઃખરૂપી રોગને નાશ કરવામાં ઔષધરૂપ એવા વૃજભક્તોને વ્હાલા શ્રીકૃષ્ણચંદ્રને નમસ્કાર હો. ॥ ૮ ॥

इति श्रीहरिदासोदितं श्रीगोपीजनवल्लभाष्टकं पण्डित हरिजीवनात्मज ज्येष्ठारामशास्त्रिकृत गुर्जरभाषानुवादसमेतं समाप्तः ॥

## ॥ अथ श्री कृष्णशरणाष्टकम् ॥

सर्वसाधनहीनस्य पराधीनस्य सर्वतः ॥

पापपीनस्य दीनस्य श्रीकृष्णःशरणं मम ॥ १ ॥

સર્વ પ્રકારના સાધનોથી રહિત, સર્વથી પરાધીન, પાપથી વ્યાપ્ત અને એવા મારૂં, શ્રીકૃષ્ણચંદ્ર જ શરણ છે ' અર્થાત શ્રીકૃષ્ણચંદ્ર જ મારૂ રક્ષણ કરનાર છે. ' ॥૧॥

संसारदुःखसंप्राप्तिसन्मुखस्य विशेषतः ॥
बहिर्मुखस्य सततं श्रीकृष्णः शरणं मम ।२।

હું કે જે સંસાર સુખ ભોગવવામાં ઉદ્યત છું અને શ્રીકૃષ્ણચંદ્રના ગુણગાનથી વિમુખ છું તેવા મારે, શ્રીકૃષ્ણચંદ્રજ શરણ છે. ॥ ૨ ॥

सदा विषयकामस्य देहारामस्य सर्वथा ॥
दुष्टस्वभाववामस्य श्रीकृष्णःशरणं मम ॥३॥

હું કે જે સદા વિષયોની કામના વાળો છું, દેહમાં જ પરમાનંદ માનવાવાળો છું અને દુષ્ટ સ્વભાવથી ઉલટું વર્ત્તનારો છું એવા મારું શ્રીકૃષ્ણચંદ્રજ શરણ છે. ॥ ૩ ॥



**संसारसर्पदंष्टस्य धर्मभ्रष्टस्य दुर्मतेः ॥**

**लौकिकप्राप्तिकष्टस्य श्रीकृष्णःशरणं मम ।४।**

સંસારરૂપી સર્પવડે દંશિત થયેલા, ધર્મથી ભ્રષ્ટ, દુષ્ટ બુદ્ધિવાળા અને લૌકીક વ્યવહાર મેળવવામાં કષ્ટ ભોગવતા એવા મારૂં, શ્રીકૃષ્ણચંદ્રજ શરણ છે. ॥ ૪ ॥

विस्मृतस्वीयधर्मस्य कर्ममोहितचेतसः ॥

स्वरूपज्ञानशून्यस्य श्रीकृष्णःशरणं मम । ५ ।

હું કે જે, પોતાના ધર્મને ભુલી ગયો છું, સાંસારિક કર્મમાં મોહિત ચિત્તવાળો છું અને સ્વસ્વરૂપના જ્ઞાનથી રહિત છું તેવા મારૂં, શ્રીકૃષ્ણચંદ્રજ શરણ છે. ॥ ૫ ॥

संसारासंगमग्नस्य भग्नभावस्य दुष्कृतेः ॥

दुर्भावलग्नमनसः श्रीकृष्णःशरणं मम ॥ ६ ॥

સંસારરૂપી સમુદ્રમાં મગ્ન, જેનો ભાવ નષ્ટ થયો છે એવા, દુષ્ટ આચરણવાળા અને દુષ્ટ ભાવનામાં મનને લગાડનારા એવા મારૂં શ્રીકૃષ્ણચંદ્રજી શરણ છે. ॥ ૬ ॥

विवेकधैर्यभक्त्यादिरहितस्य निरंतरम् ।
विरुद्धकरणासक्तेः श्रीकृष्णः शरणं मम । ७ ।

હું કે જે નિરંતર વિવેક, ધૈર્ય અને ભક્તિ આદિથી રહિત છું, તથા વિરૂદ્ધાચરણ કરવામાં આસક્તિવાળો છું એવા મારૂં, શ્રીકૃષ્ણચંદ્રજી શરણ છે. ॥ ૭ ॥

विषयाऽक्रांतदेहस्य वैमुख्यहृतसन्मतेः ॥

इंद्रियाश्वगृहीतस्य श्रीकृष्णःशरणं मम ॥८॥

વિષયોવડે જેનો દેહ વ્યાપ્ત છે, (શ્રીકૃષ્ણચંદ્રથી) વિમુખ રહેવાથી જેની સન્મતિ નષ્ટ થઇ ગઇ છે એવા અને ઇંદ્રિયરૂપી અશ્વોના વશીભૂત બનેલા મારૂં, શ્રીકૃષ્ણચંદ્રજ શરણ છે. ॥ ૮ ॥

एतदष्टकपाठेन ह्येतदुक्तार्थभावनात् ।
निजाचार्यपदांभोजसेवकोऽदैन्यमाप्नुयात्॥ ९ ॥

આ શ્રીકૃષ્ણશરણાષ્ટકનો પાઠ કરવાથી, તથા આમાં કહેલા અર્થનું મનન કરવાથી જે, પોતાના આચાર્યના ચરણકમળનો સેવક હોય છે તે શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે. ॥૯॥

॥ इति श्रीकृष्णशरणाष्टकं संपूर्णम् ॥

॥ अथ गर्वापहाराष्टकः ॥

स्थूलं विलोक्य वपुरात्मभुवां समूहं ।
जायां धनानि कुपथे पतितानि भूयः ॥
किंतोषमेषि मनसा सकलं समाते ।
पुण्ये वृथा तव भविष्यति मूढबुद्धे ॥ १ ॥

હે મૂઢબુદ્ધિવાળા ! પુષ્ટદેહ, પુત્રાદિકોનો સમૂહ, સ્ત્રી, દ્રવ્યાદિક, કે જે વારંવાર ખરાબ રસ્તે દોરાયેલાં છે

તેમને જોઇને (તું) મનથી શું સંતોષ પામે છે ? (કેમકે) તારૂં પુણ્ય સમાપ્ત થશે એટલે તે સર્વ નિષ્ફળ થનાર છે. ॥ ૧ ॥

ईशं भजांथ विनियुंक्ष्व धनानि तत्र ।
साधून्समर्च परिपूजय विप्रवृन्दम् ॥
दीनान् दयायुतदृशा परिपश्य नित्यं ।
नेयं दशा तव [illegible]शाननतो विशिष्टा ॥ २ ॥

૨૫ ( માટે ) હે બંધ ! સમર્થ આનંદકંદ શ્રીકૃષ્ણ-ચંદ્રની સેવા કર, દ્રવ્યાદિકનો તેમની સેવામાં નિયોગ કર, અર્થાત્ આચાર્યચરણની આજ્ઞાનુસાર તનુજા અને વિત્તજા સેવા કર. સત્પુરૂષોને અર્થાત્ ભગવદ્ભકત ભગવદીયસજ્જ-નોને સારી રીતે સત્કાર કર, બ્રાહ્મણ સમૂહને ચારેતરફથી એટલે આશ્રયાદિદ્વારા પૂજન કર, ( કેમ કે શ્રીકૃષ્ણ જન્મ ખંડે અ૦ ૨૧ માં કહ્યું છે કેઃ- )

ब्राह्मणानां शरीरेषु तिष्ठंति सर्वदेवताः ।

पादोदके च विप्राणां तीर्थतोयानि सन्ति च।

पादेषु सर्वतीर्थानि पुण्यानि पादधूलिषु ॥

तत्स्पर्शात्सर्वतीर्थेषु स्नानजन्यफलं लभेत् ॥

બ્રાહ્મણોના શરીરોને વિષે સર્વ દેવતાઓ નિવાસ કરે છે, અને તેમના ચરણોમાં સર્વ તીર્થો વસે છે, અને તેમના ચરણોની રજમાં સર્વે પુણ્ય વાસ કરે છે, અને તેમના ચરણોદકમાં સર્વે તીર્થોનાં જળ રહ્યાં છે માટે તે બ્રાહ્મણોના સ્પર્શમાત્રથી સર્વે તીર્થોમાં સ્નાન કરવાથી જે

૨૭ ફળ પ્રાપ્ત થાય તે ફળ તેને પામે છે. અને તદનુસારજ ભગવદ્ વાક્ય છે કે- ( પુનન્તુમાંબ્રાહ્મણપાદપાંસવઃ ) ભગવાન્ પોતે આજ્ઞા કરે છે કે- મને બ્રાહ્મણના ચરણની રજ પાવન કરો ) ગરીબ મનુષ્યોને હંમેશાં દયાળદષ્ટિથી જો, અર્થાત્ ( દયયા સર્વભૂતેષુ ) એ આચાર્ય ચરણની આજ્ઞાનુસાર પ્રાણીમાત્ર ઉપર દયા રાખો તેમનું દુઃખ બનતા પ્રયત્ને દૂર કરો. આ તારી ( હાલની ) દશા રાવણથી શું અધમ નથી ? અર્થાત્ રાવણથી પણ અધમ છે માટે શ્રીહરિ સેવાપરાયણ થા. ॥ ૨ ॥

द्रव्यादि संगृह्य रसं विगृह्य ।
निगृह्य लोकं परिगृह्य मोहं ॥
देहं वृथा पुष्टिमिमं विधाय ।
न साधवो मूढ सभाजिताः किम् ॥ ३ ॥

હે મૂઢ ! દ્રવ્યાદિકોનો સંગ્રહ કરીને, રસને અત્યંત ગ્રહણ કરીને, મોહમાં ફસાઇને, નકામો અર્થાત્ નાશવંત આ દેહને પુષ્ટ બનાવીને, ( અરે રે ! ) સત્પુરૂ-

ષોનું સેવન અર્થાત્ સન્માન નથી કર્યું કે શું ? અર્થાત્ જે મનુષ્યો ઉત્તમ દેહ ધારણ કરી પ્રભુકૃપાથી દ્રવ્ય મેળવી સત્પુરૂષોનું સન્માન નથી કરતા તેમનો જન્મ નિષ્ફળ છે. ॥ ૩ ॥

न नम्रता कृष्णजनेतिकूर्मे ।

धने परं नैव दयाऽतिदीने ॥

कुटुंबपोषैकमते सदा न ते ।

विधेहि बुद्धौ हि विमर्षमन्तः ॥ ४ ॥

કુટુંબનુંજ પોષણ કરવામાં એક બુદ્ધિવાળા હે જીવ! શ્રેષ્ઠ અર્થાત્ બાહ્યાભ્યંતર રસાવિષ્ટ વિષ્ણુ એજ જેમનું ધન છે એવા, શ્રીકૃષ્ણચન્દ્રની સેવા કરનાર ભગવદીય સજ્જનોમાં ( તને ) નમ્રતા નથી, ( તેમજ ) અત્યંત ગરીબ મનુષ્યો ઉપર ( તને ) દયા નથી, પરંતુ તેં બુદ્ધિપૂર્વક તારા અંતઃકરણમાં વિચાર ક્યોંજ નથી. અર્થાત્ એક-કુટુંબનુંજ પોષણ કરવું એ તારો ધર્મ નથી પરંતુ ભગવદ્

ભઠતોમાં નમ્રતા અને ગરીબ મનુષ્યો ઉપર દયા રાખવી

એજ તારો ખરો ધર્મ છે. ॥ ૪ ॥

नैते हया नैव रथा न चोष्ट्रा ।

न वा [illegible] नेतरव [illegible]नानि ॥

[illegible]य देहं समये गते ते ।

परं प्र[illegible]तस्य तु साधना[illegible] ॥ ५॥

આ ઘોડાઓ, રથો અને ઉંટો, હાથીઓ તથા બીજાં

વાહનો સમય ગયા પછી એટલે આ દેહને છોડીને પર-લોકમાં પ્રયાણ કરીશ તે સમયે તે સાધનો કંઈ કામ આવનાર નથી. અર્થાત્ વૈભવ જોઈને ગર્વ નહિ કરતાં શ્રી હરિની સેવાપરાયણ થા. ॥ ૫ ॥

कृष्णस्य मायामवगत्य माया।
सदूढतांतं हृदये विधाय ॥
तदर्थमेवाखिललौकिकं ते।
विधेहि रे वैदिकमप्यशेषम् ॥ ६ ॥

શ્રીકૃષ્ણની માયાને જાણીને, માયાની મૂર્ખતાનો અંત હૃદયમાં લાવીને, હે જીવ ! તારૂં બધું લૌકીક તેમજ સમગ્ર વૈદિક પણ શ્રીહરિને માટેજ કર ॥ ૬ ॥

आयुः प्रयाति न हि याति सुतादिरात्मा।
रायोऽखिला अपि विहाय मृतं व्रजन्ति॥
इत्थं विचिंत्य विषयेषु विसृज्य शक्तिं।
भक्तिं हरेः कुरु परां करुणार्णवस्य॥७॥

આયુષ્ય પૂર્ણ થાય છે એટલે જીવ ચાલ્યો જાય છે;
અને સ્ત્રિપુત્રાદિકો વગેરે કોઇ સાથે આવતું નથી તેમજ
સમગ્ર સંપત્તિઓ પણ ચાલી જાય છે અર્થાત્ ઘેરજ રહે
છે એટલે સાથે આવતી નથી, માટે એ પ્રકારે વિચાર
કરીને, વિષયોમાં આસક્તિ છોડી દઇને કૃપાસાગર શ્રીહરિ
ની ઉત્કૃષ્ટ ભક્તિ કર. ॥ ૭ ॥

विधाय महदाश्रयं समवहाय सक्तिं स्रुते ।
निधाय चरणांबुजं हृदि हरेः सुखं संविश ॥

किमर्थ[illegible]तेचंचलं प्र[illegible]ष मनः संपदो ।

विलोक्य न हिताश्चलाः सुखयितुं क्षमा दुर्मद् । ८ ।

હે દુષ્ટમદવાળા ! મોટા પુરૂષોનો આશ્રય કરીને, સંસારથી આસક્તિ સારી રીતે છોડી દઇને, હૃદયમાં શ્રી હરિના ચરણકમળને સ્થાપન કરીને સુખને પ્રાપ્ત થા. સંપત્તિઓને જોઇને તું મનને શા માટે અત્યંત ચપળ કરે છે ? કેમકે તે ચલાયમાન સંપત્તિઓ તને સુખ આપવા

સમર્થ નથીજ. અર્થાત્ લૌકીક સંપત્તિઓના ગર્વને છોડી દઇને શ્રીહરિના ચરણકમળનું સેવન કર. ॥ ૮ ॥

इतिश्री हरिदासोदितं श्रीगर्वापहाराष्टकं ज्योतिर्विदुपाह्व पण्डित श्रीहरिजीवनात्मजज्येष्ठारामशास्त्रिकृत गुर्जरानुवाद समेतं संपूर्णम् ॥

# अथ श्री कृष्णाश्रयः

सर्वमार्गेषु नष्टेषु कलौ च खलधर्मिणि ॥
पाखंडप्रचुरे लोके कृष्ण एव गतिर्मम ॥ १ ॥

સર્વ માર્ગનો નષ્ટ થયેથી, કલિખલ ધર્મનો ધારી છે;
પાખંડથી ભરપૂર લોકમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૧

म्लेच्छाक्रांतेषु देशेषु पापैकनिलयेषु च ॥
सत्पीडाव्यग्रलोकेषु कृष्ण एव गतिर्मम ॥ २ ॥

મ્લેચ્છાક્રાંત આ દેશ થયેથી, પાપપુંજ અતિ ભારી છે;
સાધુ પીડાથી વ્યગ્ર લોકમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૨

गंगादितीर्थवर्येषु दुष्टैरेवावृतोष्विह ॥
तिरोहिताधिदेवेषु कृष्ण एव गति र्मम ॥ ३ ॥

ગંગાદિક અતિ શ્રેષ્ઠ તીર્થમાં, મૂર્ખજનો અધિકારી છે;
આધિ દૈવિક અંતર્ધ્યાનમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૩

अहंकारविमूढेषु सत्सु पापानुवर्तिषु ॥

लाभपूजार्थयत्नेषु कृष्ण एव गतिर्मम ॥४॥

પાપાનુવર્તનથી સજ્જન પણ, મૂઢ અને અહંકારી છે;

યત્ન શીલ સહુ લાભ પૂજામાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૪

अपरिज्ञाननष्टेषु मंत्रेष्वव्रतयोगिषु ॥

तिरोहितार्थदेवेषु कृष्ण एव गतिर्मम ॥५॥

યોગી થયા વ્રત ટેક વિનાના, મંત્ર શક્તિ પણ હારી છે;

નાશ અર્થ ને ભાગ્ય તણો ત્યાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૫

नानावादविनष्टेषु सर्वकर्मव्रतादिषु ॥
पाखंडैकप्रयत्नेषु कृष्ण एव गतिर्मम ॥ ६ ॥

અનેક વાદથી ભ્રમિત કર્મમાં, વૃત્તિજનોની મારી છે;
યત્ન એક પાખંડ તણો ત્યાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૬

अजामिलादिदोषाणां नाशकोनुभवे स्थितः ॥
ज्ञापिताऽखिलमाहात्म्यः कृष्ण एव गतिर्मम ।७।

અજામિલાદિકની મલિનતા, જેણે કૃપાથી સંહારી છે;
મહાત્મ સર્વના પ્રકટ કરતા, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૭

प्राकृताः सकलादेवा गणितानंदकं बृहत् ॥
पूर्णानंदोहरिस्तस्मात्कृष्ण एव गतिर्मम ॥८॥

પ્રાકૃત સર્વે દેવ મંડળી, ગણ્યો આનંદ દેનારી છે;
પૂર્ણાનંદના દાતા પ્રભુ તેથી, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૮

विवेक धैर्य भक्त्यादि रहितस्य विशेषतः ॥
पापासक्तस्य दीनस्य कृष्ण एव गतिर्मम ॥९॥

વિવેક ધૈર્યનો ધ્વંશ થયો છે, ભક્તિ પણ નહીં ધારી છે;
પાપાસક્ત અતિદીન જનને, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૯

सर्वसामर्थ्यसहितः सर्वत्रैवाखिलार्थकृत् ॥

शरणस्थसमुद्धारं कृष्णं विज्ञापयाम्यहं ॥ १० ॥

સર્વ સામર્થ્ય સહિત દયાળુ, સર્વ અર્થ કરનારાને;

શરણાગતના ઉદ્ધાર કરતા, જણાવું છું પ્રભુ મારાને. १०

कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत्कृष्ण सन्निधौ ॥

तस्याश्रयो भवेत्कृष्ण इतिश्री वल्लभो ब्रवीत् ॥ ११ ॥

કૃષ્ણાશ્રય આ સ્તોત્ર તણો જે, પાઠ કરે પ્રભુ પાસે *જાય;
શ્રીમદ્‌વલ્લભ એમ કહે છે, કૃષ્ણ તણો તેને આશ્રય થાય. ૧૧

इति श्रीमद्वल्लभाचार्य विरचितः कृष्णाश्रयः समाप्तः

---

* આ સ્થળે "જાય" શબ્દ પ્રયાસ બેસાડવા માટે મુકેલો છે, પરંતુ તેનો અર્થ પ્રભુસમીપમાં જઇને જે આ સ્તોત્રનો પાઠ કરે છે તેને શ્રીકૃષ્ણનો આશ્રય સિદ્ધ થાય છે એમ સમજવો.

છપાય છે ? છપાય છે ?? છપાય છે ???

# श्री तुलसीकाष्ठमाला विजयपताका

આ ગ્રંથમાં વૈષ્ણવ બ્રાહ્મણાદિકોએ તુલસીકાષ્ઠમાલા અવશ્ય ધારણ કરવીજ જોઇએ. એમ **શ્રુતિ ( વેદ ) સ્મૃતિ ( ધર્મશાસ્ત્ર ) પુરાણ** તંત્રાદિકના પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવ્યું **છે.** કોઇપણ વૈષ્ણવ સંપ્રદાય તરફ**થી આ**વો ગ્રંથ અદ્યાપિ સુધી બહાર પડ્યો નથી. માટે રામાનુજ, મધ્વ, નિંબાર્ક, વલ્લભીય તથા સ્વામિનારાયણ વિગેરે સાંપ્રદાયિકોએ આ ગ્રંથ અવશ્ય સંગ્રહ કરવા લાયક છે.

આ **ગ્રંથ** છપાવવામાં રૂ. ૧૦૧ મદદ આપનારનું નામ **ઉત્તેજક** તરીકે ગ્રંથ ઉપર અમર કરવામાં આવશે.

અગાઉથી ગ્રાહક થનારને ન્યોછાવર રૂ. ૦-૮-૦ પોસ્ટેજ જુદું.

નામ નોંધાવવાનું ઠેકાણું-

**શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી**

મોટામંદિર પાસે, શ્રીકૃષ્ણભવન.

મુ. **ઉમરેઠ** તા. આણંદ

